આવકાર આપવાનું પસંદ કર્યું છે. મારો એ આવકાર હાર્દિક છે. મારા આશીર્વાદ પારમાર્થિક (*serious*) છે.

કવિએ પ્રતિષ્ઠા માટે કે પ્રાપ્તિ માટે આ પ્રયાસ કર્યો નથી. એણે સ્વાન્તઃ સુખાય કવિતાદેવીની આરાધના કરી છે. કવિતાદેવી એવા વત્સોના પ્રેમથી પણ સંતુષ્ટ થશે.

કવિની કાવ્યશક્તિ બરાબર ખીલે તો એ આપણને આગળ જતાં અનેક રસથાળ પીરસી શકશે. અને ગુર્જરી ગિરાને એક સરસ ઘરેણું ચઢાવશે. વાચકો અને સમાલોચકોને મારી ભલામણ છે કે તેમણે પણ આ કાવ્યકૃતિને હાર્દિક આવકાર આપવો.



કાકાના સપ્રેમ
શુભાશિષ.



## આશીર્વાદ



'ગીતવર્ષા'માં અવગાહન કર્યા વગર જ એને આ થોડાક શબ્દો સાથે આવકાર આપવાનું પસંદ કર્યું છે. મારો એ આવકાર હાર્દિક છે. મારા આશીર્વાદ પારમાર્થિક (*serious*) છે.

કવિએ પ્રતિષ્ઠા માટે કે પ્રાપ્તિ માટે આ પ્રયાસ કર્યો નથી. એણે સ્વાન્તઃ સુખાય કવિતાદેવીની આરાધના કરી છે. કવિતાદેવી એવા વત્સોના પ્રેમથી પણ સંતુષ્ટ થશે.

કવિની કાવ્યશક્તિ બરાબર ખીલે તો એ આપણને આગળ જતાં અનેક રસથાળ પીરસી શકશે. અને ગુર્જરી ગિરાને એક સરસ ઘરેણું ચઢાવશે. વાચકો અને સમાલોચકોને મારી ભલામણ છે કે તેમણે પણ આ કાવ્યકૃતિને હાર્દિક આવકાર આપવો.



કાકાના [illegible]
શુભાશિષ.

: નાના મોટા ૬૬ ગીત-કાવ્યોનો સંગ્રહ :



કરવા સૌ આતમ પ્રસન્ન,
સહી ઊંડા કૈંક સંવેદન :
--પ્રકટે સર્જન !



પંકજ

પ્રસ્તાવના - આશીર્વાદ
કાકાસાહેબ કાલેલકર

અંગુલિસ્પર્શ - પ્રવેશક
ઇન્દુલાલ ગાંધી

સુ - શોભન



શારદા પ્રકાશન મંદીર : પ્રકાશન પહેલું

: પ્રકાશક :
નટવર વોરા
૬, ચોપાટી સીફેઇસ,
મુંબઈ, ૭.

આવૃત્તિ પહેલી
મહા વદ ૮ : ૨૦૦૫



: મૂલ્ય :
અઢી રૂપિયા



: મુખ્ય વિક્રેતા :
નટવર ટ્રેડીંગ કુાં૦,
૩૯૫, કાલબાદેવી રોડ,
મુંબઈ ૨.

: મુદ્રક :
જે. જે. ખંભાતા
'જામે-જમશેદ' પ્રેસ,
બેલાર્ડ એસ્ટેટ : મુંબઇ.

પ્રિય બાંધવીને—



અશબ્દ સ્નેહથી!

નૂતન-વર્ષની

હૈયાનો ઉછળતો હર્ષ હો,
નવજીવનનો ઉત્કર્ષ હો,
સ્નેહે પ્રાર્થે, પ્રેમલ પંકજ
મુબારક નૂતન વર્ષ હો !

સુ-પ્રભાતે

## : નેપથ્યમાં :

★ **શાપિત વરદાન**
— નવલ-કથા

★ **નૂતન-સાધના**
— વાર્તા-સંગ્રહ

★ **છાની વાતો**
— વેદનાની સ્વયં-કથા
ને જીવનનાં શબ્દ ચિત્રો

★ **પતિ-પત્નીનાં પત્રો**
— સરળ, સહૃદયી સાત્વિક પત્રો

★ **અંજલિ**
— મુક્તકો

★ **ચંદ્રલેખા**
— રવીન્દ્ર-સાહિત્ય

**સંદેશ!**

........સાહિત્યના તમને આજે પ્રકટેલ શોખને ઉત્તરોત્તર વિશાળ વાચનના તેમ જ ઊંડા ચિંતનના જળે સિંચ્યા કરશો, સ્વલ્પથી પ્રસન્ન નહિ બનશો, પ્રસિધ્ધિની પાછળ નહિ દોડવા લાગો તો સંભવ છે કે ગુજરાતને એક અચ્છો નવલેખક મળે....

(૧૫-૭-૪૪ના કર્તા પરના એક અંગત પત્રમાંથી)

**સ્વ. ઝવેરચંદ મેઘાણી**

# પ્રસ્તાવના



**કાકાસાહેબ કાલેલકર**



**મેં** ઘણી પ્રસ્તાવનાઓ લખી છે. એક ભાઈએ એક ચોપડીનો ભાષાંતર કરવાનો સંકલ્પ કર્યો અને મારી પાસે પ્રસ્તાવના માંગી. 'ના' ન પડાય એ મારો નિયમ: એટલે મેં લખી આપી. એને બાર-પંદર વરસ થયા હશે. હજી ભાષાંતર થયું જ નથી. અને મારી પ્રસ્તાવના પ્રકાશમા આવી નથી. બીજા એક ભાઈએ એક નવલકથા લખી કાઢી છે. પણ લખતાં પહેલા જ નવલકથાનો મુદ્દો મને સમજાવી મારી પાસેથી પ્રસ્તાવના, પ્રોત્સાહન અથવા અભિપ્રાય માગ્યાં. આટલે સુધી જે ગયો છે એ લખાયેલા કાવ્યો પોતે જોયા નથી એટલા કારણસર પ્રસ્તાવના-માંથી કેમ છટકી શકે? મારા આવા વિક્રમને કારણે સાહિત્યસેવકોએ મને 'પ્રસ્તાવના-વીર'નો ઇલકાબ આપવો જોઇએ.

ભાઈ 'પંકજ'ની "ગીતવર્ષા" શિયાળામાં બહાર પડે છે. એ કાવ્ય બાળક પ્રત્યે મારા મનમાં વાત્સલ્ય છે, કુતૂહલ છે. એટલે એને રમાડવા ખાતર આ પ્રસ્તાવના લખું છું.

કવિતા એ પ્રેમનું ક્ષેત્ર છે. ડહાપણનું નથી, એટલે જ્યાં સાચો પ્રેમ છે ત્યાં કવિતા લખવાનો અધિકાર છે જ. મોટા મોટા કવિઓએ પણ નાનપણમાં કાચી પાકી કવિતાઓ લખી જ છે. કવિ મોટા થઇ ગયા પછી અને એની કીર્તિ ફેલાયા પછી, એના ભકતો એની નાનપણની કૃતિઓ શોધી કાઢી એને પ્રકાશિત કરે છે, અને કૌતુકથી એની કદર કરે છે, અને કવિ બિચારો મુંઝાય છે કે ,મારી કાચી કૃતિ ભૂલાઇ હતી તે શા માટે ફરી પ્રકાશિત થાય છે.'

મને લાગે છે કે પીઢ કવિની આમ અસેવા કરવા કરતાં મોટા થવા માગનાર, ઉત્સાહી કિશોર કવિઓની કદર કરીએ તો એને સંતોષ થશે. ટીકા કરતાં પ્રોત્સાહનનો ખોરાક નવયુવકોને વધારે પોષક હોય છે. અને તેથી જ મેં 'ગીતવર્ષા'માં અવગાહન કર્યા વગર જ એને આ થોડાક શબ્દો સાથે આવકાર આપવાનું પસંદ કર્યું છે. મારો એ આવકાર હાર્દિક છે. મારા આશીર્વાદ પારમાર્થિક (*Serious*) છે. કવિની કાવ્ય-શક્તિ બરાબર ખીલે તો એ આપણને આગળ જતાં અનેક રસથાળ પીરસી શકશે. અને ગુર્જરી ગિરાને એક સરસ ઘરેણું ચઢાવશે. વાચકોને અને સમાલોચકોને મારી ભલામણ છે કે તેમણે પણ આ કાવ્યકૃતિને હાર્દિક આવકાર આપવો. કવિએ પ્રતિષ્ઠા માટે કે પ્રાપ્તિ માટે આ પ્રયાસ કર્યો નથી. એણે સ્વાન્તઃ સુખાય કવિતાદેવીની આરાધના કરી છે. બાળકોને 'પ્રીતની રીત' ભલે ન આવડતી હોય પણ એમનો પ્રેમ ઓછો સાચો કે ઓછો ઉત્કટ નથી હોતો. કવિતાદેવી એવા વત્સોના પ્રેમથી પણ સંતુષ્ટ થશે.

કાકાના સપ્રેમ
શુભાશિષ



# અંગુલિ-સ્પર્શ



'ગીતવર્ષા'ની, ભાઈ 'પંકજ'ની રચેલી કવિતાઓની કાચી નકલ મારા હાથમાં 'પ્રવેશક' માટે આવી ત્યારે મને આશ્ચર્ય થયું હતું. 'અતિથિ'માં એમનાં બે ત્રણ ગીતો છપાયેલાં એ સિવાય એમના કવિતા સાથેના ગાઢ સંપર્કની ખબર તો આ નાનકડો સંગ્રહ વાંચ્યા પછી જ પડી. કવિતા ક્યાંથી અને કેવી રીતે આવે છે એ વિશેનાં ચવાયેલાં ને ચૂંથાયેલા મંતવ્યોને આગળ ન કરીએ તો પણ એટલું તો લાગે છે કે છંદ ને લયદારીની થોડીઘણી સમજ—અને ફાવટ પણ–કયારેક, કંઠમા રમી જાય એવા થોડા પણ મધુર ગીતો સર્જાવી શકે છે.

ભાઈ 'પંકજ' પાસે આવી સમજ છે. વધુ લાંબા છંદોને એમનો અભ્યાસ નહિ સ્પર્શ્યો હોય પણ ગીતોની કરુણમધુર રચનાઓ એ ખોટ જણાવા દેતી નથી, પ્રત્યેક કવિતા પાસે નિજનું આગવું સૌંદર્ય અને વ્યક્તિત્વ છે. તેમ જ દરેક કાવ્યની વિચારદૃષ્ટિ ઊંચી કક્ષા ધરાવે છે. આમ જીવનની મહેચ્છાઓ અને શક્તિપ્રદ કરુણાની વચ્ચે થઈને મોટા ભાગના કાવ્યો પોતાની મજલ શરૂ કરે છે.

પ્રત્યેક કાવ્ય પોતે સ્વતંત્ર વ્યક્તિત્વવાળું હોય—જેવું તેવું તો હોય શકે,—પણ ઊંચી કક્ષાવાળું હોય તો જ ઠીક. કાવ્ય નાનું હોય કે મોટું એના ઉપર વ્યક્તિત્વનો બહુ ભારે આધાર નથી. મહાકાવ્ય, ખંડકાવ્ય, લઘુકાવ્ય એ વર્ગો રીતે જુદા છે, તેમજ વર્ણાત્મક, બોધાત્મક કવિતા એવા વર્ગો પણ પાડી શકાય; પરંતુ ઉત્તમકાવ્યનું વ્યક્તિત્વ બીજાં કાવ્યોથી તરી આવે એવું જ રહે છે અને એવું ન હોય તે ઉત્તમ કાવ્ય નથી. ટૂંકા કાવ્યોમાં અને ખાસ કરીને ગીતકાવ્યોમાં આ લક્ષ્યદૃષ્ટિ રહે એ ઇચ્છવા જેવું છે. સર્જાતી સૃષ્ટિમાં ભલે નવું ન હોય—અને એમા પણ કવિતાસૃષ્ટિમાં કશું જ નવું ન મનાય—છતાં પ્રત્યેક પળે નવીન રીતિઓનાં નવાં નવાં વ્યક્તિરૂપો પ્રગટયાં જ કરે છે.

બહેન વિશેનાં એમનાં ચાર પાંચ ગીતો માંથી પહેલું "બેનડી વા'લી" અત્યંત સુવાચ્ય બન્યું છે.

દૂરથી દેખી વીરને દોડતો
બેનીયે દોડતી વાંસે
કેશ વાગે, મુખે 'ઓય મા' નીકળે
તોય દોડે છે ઉલ્લાસે.
થાકે વધુ થાય રૂપાળી,
ઓરે, મારી બેનડી વા'લી.

'વરદાન' પણ અસ્થિર શ્રધ્ધાના અનેક મંથનો જગાડી જાય છે.

કૈં રહ્યું ના મારે કાજે
માગું શું ભગવાન?
ખાલી તારા માલખજાના
ખાલી તારી ખાણ.

વિચારની ઊંચીનીચી ગતિ, આશંકા. ખાયેલી શ્રધ્ધાનો વલવલાટ એ બધી ભાવ સંક્રાન્તિઓ સરળ ધારામાં વહી જાય છે, અંતે અતૃપ્ત આશાને માટે અનેક આયુષ્યોનાં અર્પણની ઇચ્છા છેલ્લી કડીમાં સ્પષ્ટ દેખાય છે.

કવિમાં નિરાશાની ક્ષણોને આગળ કરવાની ટેવ ખાસ દેખાઈ આવે છે. એના સમાધાનની કશાં જ ખેવના વિના 'જેવું ગુજર્યું તેવું ગાવું" માં તેઓ માને છે. 'જન્મદિને' આનું સરસ દૃષ્ટાંત પૂરું પાડે છે.

મિત્રો કનેથી પણ ના કશું મળ્યું
મળી નફામાં નવી વાણી વ્યંગની:

*

ઝોળી સરીખું મુજ ખાલી હૈયું
સત્કારવા સ્નેહથી કોઇ ના મળ્યું.

આ સંગ્રહનાં ઉત્તમ કાવ્યોમાં 'જયા'ને હું અદકું સ્થાન આપું છું. કવિ નાનાલાલની સમગ્ર પાત્રસૃષ્ટિમાં 'જયા'નું વ્યક્તિત્વ અનોખું છે. આપણા કવિ પણ એ જ લીટીમાં એનું કેવું લાલિત્યપૂર્ણ રેખાદર્શન આપે છે!

પૃથ્વીના પવિત્ર સ્મિતથીય તું સખી, પવિત્ર;
પ્રેમ ભાવનાનું રંગપૂર્ણ તું જ નારી ચિત્ર.

તે પછી અનેક ગીતો ચાલ્યાં આવે છે. અવતરણો આપીને થાકી જઈએ એવા શીલમુંજુલ પદાવલિ મંડિત એ ગીતો! છતાંય 'રક્ષાબંધન' પાસે તો થોભવું જ પડે છે. બહેનની નિર્મળ કલ્પનાસૃષ્ટિમાંથી ઊભું થતું ભાઈનું સુરેખ ચિત્ર!

શરીયરને સરવારંય નાહીને આવેલો,
રૂડો રૂપાળો મારો મોંઘો વીર-મોરલો:
ફૂમતાંની ફૂદડીએ ચગેલી,
સખી, મારી રાખડી ગૂંથેલી.

અહીં 'રૂપાળો વીર મોરલો' અને 'ફૂમતાંની ફૂદડી' જેવા રૂઢ શબ્દપ્રયોગો યથાસ્થિત છે. સામ્યની એક-રસતા આ ગીતનો વિશિષ્ટ ગુણ છે.

સંસ્કૃતના મધુર શબ્દોની પ્રાસાદિકતાથી ઓતપ્રોત એવું 'કલ્પના' ની છેલ્લી લીટીઓ:

ત્યારે તું આવી
અશબ્દ તારાંકિત વ્યોમ મધ્યે
બેઠો હતો ચન્દ્ર પ્રકાશજૂથમાં
લગાવીને આસન, યોગી જેવો
એમાં જરી દૃષ્ટિભરી ત્વરાથી
તું તુર્ત આવી.

ઢાળોની પસંદગીમાં 'અંજનીવૃત્ત'ની વિપુલતા જણાઈ આવે છે. ઊડતા વિચારોને પકડવાના સાધન તરીકે 'અંજની' ઉપયોગમાં આવે તેમ છે છતાં બીજા છંદો કરતાં એની 'સરળતા' ભયજનક છે. વર્ષો પહેલાં એક પીઢ કવિમિત્રે કરેલો અંગુલિનિર્દેશ આ પ્રમાણે છે: 'અંજની માત્ર કલ્પનાના તરંગ ચઢાવે ત્યારે કોઈ પ્રકારે અમર કે મહાન કવિતા રચાવાની આશા રાખવી ફોક છે. અંજની, અનુષ્ટુપ, દોહરા કે ચોપાઈ પેઠે, એવી કવિતાનું અનુકૂળ વાહન બને એ ભવિષ્યનો પ્રશ્ન છે. પરંતુ અંજનીમાં

કેટલીક અંતર્ગત શક્તિઓ રહેલી છે, એમ તો સ્પષ્ટ કહી શકાશે. એટલું જ નહિ પણ એટલો સરળ અને સ્વાભાવિક છે કે વિશાળ લોકસમુદાયમાં કવિતાની રુચિ અને કાવ્યોનો પ્રચાર કરી શકે એવી મારી નમ્ર માન્યતા છે.'

આમ આ નાના સંગ્રહમાં કર્તાએ ગેય ઢાળો ઉપરાંત, સંસ્કૃત છંદો, માઢની રચનાઓ, ગઝલો વગેરેને સ્થાન આપી વૃત્તવૈવિધ્ય પણ સારી રીતે સાચવ્યું છે. કર્તાની કાવ્યલગની અદમ્ય છે ને વિચારભાવને વ્યક્ત કરવામાં વિશદતા પણ છે એટલે જીવનની નિરાશાને કવિતામાં ઉતારવાનું કાંઈ કારણ નથી. મધરના '*Supreme Discovery*' ના બે અવતરણો—જે આપણને સૌને ઉપયોગી થાય તેવાં છે તે—અહીં ટાંકું છું. "*Because you have passed through a cracible of purifying sorrows, for you are the glorious ascents*" ને "*For those who are sincere and straight, out of worst emerges the best.*"

કર્તા પાસે સૌંદર્યની પકડ છે ને ઊંડા સંવેદનોને વ્યક્ત કરવાની શક્તિ પણ છે. જો કે આ ભાવોદ્રેક પુષ્ટ કે પરિપક્વ થતાં સમય લાગશે છતાં આ નાનકડા ઝરણાને કાંઠે બેસીને એનું મુક્તવહન નિહાળ્યા કરીએ એટલી ચણચણાટી તો રહ્યા જ કરે છે. 'અર્થગર્ભ' કે 'ચિન્તનલક્ષી' કવિતાનો ફાલ તો કવિની માનસિક ઉત્તરાવસ્થાને આધીન હોય છે. છતાં શરૂઆતની આ વર્ષા પણ નવા ભાવાવેશે અહીં હાજર થઈ છે. એને સહર્ષ સત્કારવામાં હું આનન્દ અનુભવું છું. આ નવા કવિતાપથિકની ભાવિયાત્રા યશસ્વી નીવડશે એવી મને પૂર્ણ શ્રદ્ધા છે.

'ડગે ડગે તુંય વિરાટ માપશે'

ઇન્દુલાલ ગાંધી

# ★ શરૂની ' કવિતા—

અનિમિષ નયને, રુંધાતા કંઠે ચાતક વર્ષાની પ્રતીક્ષા કરે છે. તરસતી આરતે વિરાટ નભમંડળ પ્રતિ નીરખી, ચિરપરિચિત અજાણી વર્ષાને નિમંત્રે છે.

અને ચાતકના નોતરાને સ્વીકારી, વર્ષારેલી ધરતીના નમણા પટે અતિથિ બનીને આવે છે. સંસારની ખારાશને પોતાના હૈયે સંઘરી સાગરરાજ મધુર જલની રસવાદળીને વરાળ દ્વારા ગગનના દેશે મોકલે છે. ને એ શીલમંજુલ વર્ષા ત્યાંથી નૂતન સ્વરૂપે પિપાસિત ભૂમિ પર વરસે છે.



અષાઢી મેઘની એ શરૂની વર્ષા! એના નિર્મલ અને સહૃદય ફોરાં અજાણ ધરતી પર આશા ને શ્રદ્ધાભર્યા જીવનરસથી ઝરે છે. ભૂમિને જળબંબાકાર કરી ડુબાવી દેવાની જલસમૃદ્ધિ એમા નહિ હોય, પણ સહૃદયોને રસભીના કરવાનું અને તલપતા ચાતકની ઝંખના સંતોષવાનું રસમાધુર્ય તો એમાં છે.

જીવનસાગરથી સંવેદનની વરાળ એવી રસવાદળી બાંધે છે, ને ત્યાંથી ટપકે છે ગી...ત . વ...ર્ષા! એ શીતળમધુર જલથી કોઈ ઠરી શકે, શીતળતા પામી શકે તો એ સર્જકની સાર્થકતા ને ધન્યતા બને—એકાદ આત્માની એ પરમ શાંતિ બની શકે તો...એ સફળતા ને જય સર્જકને મહામૂલા છે—



વર્ષા વિના કોણ રહી શકે તે ગીત વિના રહેવાય! કવિતા એ માનવજીવનના સનાતન ભાવોને—સહૃદય સંવેદનને—મૂર્તિમંત કરનાર સાધના છે. માનવજીવન સાથે કવિતા એકરસ થઈ ગઈ છે. જીવનના સૌ ભાવો એમાં ઝીલાય છે ને હૃદયના સંવેદનો એમાં આવિર્ભાવ પામે છે. માના હાલરડાંથી કવિતાની પહેલી માત્રા શરૂ થાય છે. આપણા ઉત્સવો ને માંગલિક પ્રસંગોમાં રાસ, ગરબા કે ગીતો પ્રધાનપણે હોય છે. લગ્ન એ તો કવિતાનો મંગલોત્સવ. ને મૃત્યુ પછીનાં મરશિયા એ પણ જીવનની કરુણતાને રજુ કરતું કવિતાનું બીજું દર્શન છે.

કવિતાથી જે અમૂલ્ય ને સ્વયંભુ રસ ને આનન્દ મળે છે, એ જીવનના કોઈપણ આનન્દ કરતા સાત્વિક, ઉર્ધ્વગામી ને ચિરંજીવ છે. કવિતા જીવનમાંથી જાગે છે, ને નવજીવનને જગાડે છે.

માનવી એક સૌન્દર્યનું દર્શન કરે છે. પણ પ્રકૃતિનું સૌંદર્ય તો ક્ષણભંગુર છે. કલાકાર એને પોતાની સાધના વડે અમર કરી દે છે. ને આમ કલાની કૃતિનુ સર્જન થાય છે. પોતાને જેનું દર્શન થયું છે, જે આનન્દ કે સંવેદનનો પોતાને પરિચય થયો હોય છે એને કલાકાર બીજા પાસે રજુ કરવા માગે છે. કલાકારને સાધ્ય વાહન રૂપે જીવનના સંવેદન કલાકૃતિ રૂપે આવિર્ભાવ પામે છે.

સૌ પોતાના રસ ને રુચિ, અનુકૂળતા ને યોગ્યતા પ્રમાણે પોતાની કવિતા મેળવી લે છે. શ્રમજીવન મજૂર કે રામ-જીવી ભીખારી, રૂપજીવી શૃંગારિકા કે સ્નેહજીવી પ્રિયજન: સૌને પોતાના જીવનની અનોખી કવિતા હોય છે. પણ કવિતાની સહૃદયતા ને સરળતા જેટલા વિશાળ એટલી એ વિશાળ લોકસમુદાયના અંતરમાં વસવાની—એથી સાચો કવિ તો એ કહેવાય જે વિશ્વ માનવીના અંતરમાં વસી જાય—જગત ને જીવન બન્નેને નૂતન દર્શન આપે.

ગીતવર્ષાની કવિતા જીવનની સહૃદયી અનુભૂતિમાંથી પ્રકટેલી છે. સ્વયંભુ સંવેદન અને અનાયાસે જાગતી કવિતાનેજ મેં જાળવ્યાં છે.

દરેક કાવ્યોનું વ્યક્તિત્વ જુદું જ હોય—બે કાવ્યો વચ્ચે બે વિરોધી ભાવના નજરે પડે, એમાં કૈં વિચિત્રતા નથી. આ સૌ સર્જનો જીવનના

નાનકડાં દર્શનમાંથી પ્રકટેલા છે—ને આવડાં મોટાં વિશ્વમાં બે વિરોધી દશા ક્યાં ઓછી છે?–જીવનની અસંગતીઓનું તટસ્થ આલેખન જ કર્યું છે—કોઇ જાતના દંશ કે દ્વેષ વિના! ક્યાંક નિરાશા કે 'આક્ષેપ' ભાવ રજુ થયા છે, પણ આ કૈં જીવનનું સમગ્ર દર્શન નથી, પણ એકાંગી ભાવ છે.

કાકાસાહેબ જેવી પ્રેમ-પ્રતિભા આગળ 'રમવાની' સરળ સહૃદયતા મળે એથી અચ્છું શુ? ગૂજરાતના પ્રથમ પંક્તિના સાહિત્ય સ્વામીઓએ મમતાપૂર્વક શુભેચ્છા આપી એ કૈં ઓછું પ્રોત્સાહન નથી!

ને મનુ! રંગ અને રેખાનો એ સુકુમાર કલાકાર. મારા માટે તો અંતર રંગ પ્રસરાવતો જીવન-ચિતારો. મારી કવિતા કરતા એના ચિત્રો વધુ મૂલ્યવાન ન હોત તો મેં સંગ્રહ પ્રકટ જ ન કર્યો હોત. ને પરોક્ષપ્રિય મનુને ન ગમે તોય એને ભૂલવા જેટલું મન બેવફા કે સ્મૃતિભ્રંશ થયેલું નથી. ગીતવર્ષાની સફળતાનો પહેલો અધિકાર મનુનો પછી મારો.

મિત્ર સમા સહૃદય સ્નેહી મનુકાકાના અકલ્પ્ય રસ ને સહકાર તો કેમ ભૂલાય? અને પ્રેમ ને પરિશ્રમથી મારા શબ્દોને 'બાંધનાર' કરશનદાસના રસ ને ભાવને ભૂલું તો તો મારો ભાર કેમ ઓછો થાય?— ભાવિની ઉન્નત્ત અને ભવ્ય કલ્પના આજે તો આમાંથી જાગે છે. મારી સાધનાના સૌ સહકારી અને સહવાસીઓનું મંગલ સ્મરણ મારી યાત્રાનું પુણ્ય ભાથું છે.

ને છેવટ અ-કવિ બહેન આવી: સંસ્કારશીલ બહેને અંતરની શુભેચ્છાને વધુ શબ્દોથી શણગારી નહિ–પણ જીવન ટકાવતું ને કવન જગાવતું કેટલું મોટું સામર્થ્ય એની અબોલ શુભેચ્છા પાછળ હતું!

સહૃદય બહેનની શીલમંજુલ સ્મૃતિને હું યે આ અબોલ ભાવથી ધરી રહું છું:

> શબ્દ ખૂટે ને ભાવ વધે છે
> મુંઝવણ કોણ કળે અંતરની!
> ઉરને પૂછજે દિલ કહાની
> એ જ સમજશે વાણી ઉરની.

તેરમી ફેબ્રુઆરી — 'પંકજ'





## અનુ-

# ગીતવર્ષા



## જીવનવાટે

પંખી એકલ ગાતું જાય,
પુષ્પ સૂનું મરકાતું જાય:
તારું જીવન કાં રોતું તૈં?
— જીવન ના રોવાના માટે,
હસતા જાવું જીવનવાટે!

'પંકજ'





વસજે શીલવંતી શારદ પંકજનાં દલે રસભરી—

# બેનડી વા'લી!



ઓરે મારી બેનડી વા'લી!
તારી ગીત–છાબડી ખાલી. (૨)

વહેલી સવારના વહેતા વાયુમાં
તારો વીર પધારે:
અનિલની કૂંણી કૂંણી લહેરના
સ્વપ્નભર્યા સધવારે.

ઝાલે ઊંચા વ્યોમની ડાળી,
ઓરે, મારી બેનડી વા'લી! (૮)

ઊંઘવાનો કરી ડોળ બેની
ઓઢતી ચાદર માથે:
નાનકડું સુણી ગીત વીરાનું
આવતી ગાવા સાથે.

વીરો ત્યારે પાડતો તાળી,
ઓરે, મારી બેનડી વા'લી! (૧૪)

દૂરથી દેખી વીરને દોડતો
એનીયે દોડતી વાંસે:

ઠેશ વાગે, મુખે 'ઓય મા' નીકળે
તોય દોડે છે ઉલ્લાસે.

થાકે વધુ થાય રૂપાળી,
ઓરે, મારી બેનડી વા'લી! (૨૦)

આંખને એકાદ ખૂણેથી નીકળે
હેતનું બિન્દુ અબોલ:

મોતી ગણી એને સાચવું છું, બેની!
મારી મૂડી અણમોલ.

પીયૂષની નિર્મલ પ્યાલી,
ઓરે, મારી બેનડી વા'લી! (૨૬)

તારા હૈયા તણું ગીત ઓ બેની,
નિત્ય નવા સૂર ગોતે:

સૂરનાં એવાં અનેક આવર્તનો
ગુંજી રહે મારે હોઠે.

સૂર તું: હું શબ્દ છું ખાલી,
ઓરે, મારી બેનડી વા'લી! (૩૨)

૨૩-૧૧-૪૬

## વરદાન!

કહો, કોની કને જઇ મન ભરું?
કહો, કોને કોને હું પ્રસન્ન કરું? ૨

રાજર્ષિનાં રાજ ગયા,
ને ખૂટયાં કલાનાં ધામ :
બુદ્ધિ લીધી વૈજ્ઞાનિકોએ
કોઈએ એશ આરામ. ૬

કૈં રહ્યું ના મારે કાજે,
માગું શું ભગવાન?
ખાલી તારા માલ ખજાના
ખાલી તારી ખાણ! ૧૦

જીવનની અણમોલી વાંછા,
મારી એકની એક :
એ આશાની સંતૃપ્તિમાં
અર્પું આયુ અનેક! ૧૨

કહો, કોના હોઠોનું હું સ્મિત બનું?
કહો, કોના હૈયાનું હું ગીત બનું? ૧૪

૨૦–૩–૪૭

## જીવનશિલ્પીને—




**ઓ** માગણ–દાતા!
ભરપૂર તરલતા:
તારા હૈયે છે ઉષ્ણ શીતળતા,
ને નમ્ર ખુમારી!
મન છે તારું વૃદ્ધ બાલકનું
ને વિચારો છે તરુણ પ્રૌઢત્વના:
વર્તમાનમા વસે છે તું,
ભૂતને વિચારી ભાવી રચે છે.
પૂર્વમા જન્મી,
અપૂર્વમા જીવી જાય
એ છે જીવનનું વૈશેષ્ય! ૧૦
શાંતિના ઓ અશાંત ચાહક,
વેરીલા જગતના ઓ સ્નેહી!
'**वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि**'
બાલકો તને વહાલા છે,
ને તું પ્રિય છે પાલકોને! ૧૫
કરાલ જગતની ઓ કવિતા!
પ્રભુની માનવતા ને માનવીની પ્રભુતા: ૧૭
રંક શબ્દશિલ્પી,
શે ઘડે ભાવમૂર્તિને?
શબ્દેય પૂરા નવ જડે,
'**જીવનશિલ્પી**'ને આકારવા! ૨૧

૧૪–૯–૪૭

## રક્ષાબંધન

રાખડી ગૂંથેલી મેં તો રાખડી ગૂંથેલી,
સાત સાત ફૂલની સખી, રાખડી ગૂંથેલી. ૨



જીવન ઉપવનનાં મારાં સાત રૂડાં ફૂલડાં,
હૈયાનાં નીરથી સીંચેલાં અમૂલડાં:
ફૂલડાંની એવી અલબેલી,
સખી! મારી રાખડી ગૂંથેલી. ૬

સાત સાત ફૂલમાં સમાણું સાત સોણુલાં,
સોણે સોણે આવ્યાં ફોરમના પરોણુલા:
હૈયે આનન્દભરી હેલી,
સખી! મારી રાખડી ગૂંથેલી ૧૦

શશિયરને સરવરિયે નાહીને આવેલો,
રૂડો–રૂપાળો મારો મોંઘો વીર–મોરલો:
ફૂમતાંની ફૂદડીએ ચગેલી,
સખી! મારી રાખડી ગૂંથેલી. ૧૪

૧૨–૮–૪૬

## જન્મદિને—

ઝોળી ધરી ખાલી ઉભો હું બા કને
લેવા કંઇ મંગલ ભેટ આજનાં જન્મદિનની;
'તારૂં જ છે ને બધું' માડી બોલી.
ઉભો હું મૂંગો લઇ ખાલી ઝોળી ! ૪

ત્યાંથી હું ઊભો જઈ બહેનની કને,
'શું આપવું ?' એમ વિચારી હોઠે
અડાડીને આંગળી બહેન બોલી:
જેવી હતી તેવી જ ખાલી ઝોળી. ૮

મિત્રો કનેથી પણ ના કશું મળ્યું,
મળી નફામાં નવી વાણી વ્યંગની:
સ્થિતિ થઈ એથી વધુ કફોડી;
હવે જઇ ક્યાં હું બતાવું ઝોળી ? ૧૨

ઝોળી સરીખું મુજ ખાલી હૈયું,
સત્કારવા સ્નેહથી કોઈ ના મળ્યું. ૧૪

૧૮–૨–૪૬

## મૃત્યુદિને—

આજ મારે મૃત્યુના દેશે જાવું,
રે, મારે જીવન છોડી જાવું;
એ અણદીઠા પ્રદેશે જાવું ! 3

વાટ વિકટ ને પંથ અકેલો,
કાળ સમો વિકરાળ;
જડ બનીને જઇશ એકાકી,
ઉકેલી જીવન જાળ !

આજ મારે ગાણું અંતિમ ગાવું,
રે, મારે જીવન છોડી જાવું ! ૯

નહિ સાથી ને નહિ સંગાથી,
નથી પ્રવાસનું ભાથું:
આઘેરી આશાના ગીતો અજાણ્યાં,
તૂટેલ હૈયુ ગાતું !

મારા ઘા કોઇને કાં હું બતાવું ?
રે, મારે જીવન છોડી જાવું ! ૧૫

—અનુ.

સપનાં કેરી રાખ ઉડે છે
સૂના દિલ સ્મશાને;
ઠારવા એને કોઇ ન આવશો
કોમળ કરુણ ગાને!
આવી ધરતીથી દૂર જાવું,
રે, મારે જીવન છોડી જાવું! ૨૧

ચેતવી મારી પ્રેમલ માળા,
વીંખી આશાની રંગોળી;
તોરણ તોડયાં જીવન સોભાગનાં
અંતર કોડલાં ફોડી!
લૂટવા આવો : છેલ્લું સૌ બતાવું,
રે, મારે જીવન છોડી જાવું! ૨૭

૨૩–૭–૪૭



## જયા

તું જયા !
કવિ તણી—
દેહ વાસના થકી સદાય દૂર દૂર,
ક્ષુદ્ર પ્રેમથી સદાયની સખી, સુદૂર. ૪

તું વિલાસિની નથી
ઉરવાસિની નથી,
પૃથ્વીના પવિત્ર સ્મિતથીયે તું સખી, પવિત્ર;
પ્રેમભાવનાનું રંગપૂર્ણ તું જ નારી ચિત્ર. ૮

તને સખા મળ્યો જયંત,
એ જ પ્રેરણા જ્વલંત:
તાહરા ગુમાનને મળ્યું મહાન આત્મભાન,
એહને ઘડી તને
વિચારના વિવર્તને— ૧૩

તું જ એ સખાના દિલનું દિવેલ થઇ ગઇ,
એકમેકથી તમે થયા અનન્ય— ૧૫

૬–૯–૪૬

૨૭૧૨૨

## સપનું !

સપનું ગયું તૂટી
આજ મારું સપનું ગયું રૂઠી— ૨

માંડ કરીને આંખ મળી'તી,
પળ બે પળ શાન્તિની જડી'તી,
જીવનની અણમોલ ઘડી એવી
કોણ ગયું લૂટી?
આજ મારું સપનું ગયું તૂટી! ૭

ખૂબ રડીને સ્હેજ હસી જ્યાં,
કરુણતામાં આશ વસી જ્યાં,
સપનભૂમિની તરસી મારી
આંખ થઇ જૂઠી.
આજ મારું સપનું ગયું તૂટી! ૧૨

સ્વપ્ન ગયું ને સ્મૃતિ એ ચાલી,
દૃષ્ટિહીણ થઇ આંખો ખાલી,
દર્પણ અન્તરનું અણજાણ્યે
આજ ગયું ફૂટી.
અરે મારું સપનું ગયું તૂટી. ૧૭

૨૫-૧૨-૪૮

## નાવિકકથા—

ફ્રૂફડાટ શઢનો જોઈને
આવે છ મુજને યાદ તારો ઊડતો પાલવ સખી!
એ થનગનાટે મોહીને
હું સ્મૃતિની રંગબેરંગી ગૂંથું માલા સખી! ૪

ચાંદલો બીજનો નિહાળી
ઓષ્ઠ પર આવેલ તારું સ્મિત લીધું સંઘરી:
ને વીજના ચમકારમાં,
ચમકી ગયેલાં નેનનું મેં ગીત લીધું સંઘરી! ૮

ગુંથાય જો કટિમેખલા સાગર તરંગોની
ને નાવને ભેટી પડે:
તારા ઉમંગોનીય એવી મેખલા કાજે સખી!
કાં વાટડી જોવી પડે? ૧૨

ગુલેગુલાબી એ ઉષાના ગાલની લાલી
લીધી તમે ચોરી?
શબનમ તણા બિંદુ રૂપેરીની ભરી પ્યાલી
હોઠો પરે ઢાળી. ૧૬

છું એકલો
સાથી વિના સાગર સફર ક્યમ પાર થઇ જાશે?
(સંસાર કેરા સાગરે)
તારો જ મળશે સાથ જીવું એટલી આશે. ૨૦

૨૭-૫-૪૬





## માગી લીધું

એક દિ' શ્રીહરિ આવી આનંદમાં
માગવા એક 'વરદાન' કીધું:

'શીલ વિના અન્ય કૈં એ નથી વાંછના'
માગતાં આટલું માગી લીધું.

૧૩-૨-૪૭

## અભિસાર

મને કોણુ સંભારે ?
છુપાઇને કોણુ પુકારે ?
ઓ રે ! મને કોણુ સંભારે ?   ૩

માઝમ રાતે, એકલ જાતે
પડયો છું હું અભાગીઃ
નિદ્રાના ઘેરા દ્વાર તોડીને
કોણુ જાય છે ભાગી ?
સંતાય મારા એકલ ગારે ?
ઓ રે ! મને કોણુ સંભારે ?   ૯

તૂટી મારા તપની માલા,
ડોલી શાન્ત સમાધિઃ
જીવન કેરા સૂના મંદિરે
કો'ની રે મૂરતિ લાધી?
આંખ નાચે કોના ઇશારે ?
ઓ રે ! મને કોણુ સંભારે ?   ૧૫

—અનુ.

વાટમાં તારી આંખ બાળી મેં,
તોય ના તું આવે;
બળતી આંખે, આવતાં ઝોકા:
તેં આવી ઝબકાવે!

અજબ તારી રીત છે ભારે,
ઓ રે! મને કોણ સંભારે? ૨૧

જીવન – કોડે, ધીરજ – વાટે
આશાનું પાયું દિવેલ;
ઝંખાતી દીવીએ દોડતી આવે
બાંધવા પ્રેમનાં મહેલ!

કોણ આવે છાને અભિસારે?
ઓ રે! મને કોણ સંભારે? ૨૭

૨૭–૨–૪૭



# તેજ ક્યારી

બીડીશ ના નયન યુગ્મ સખિ, તું તારાં;
નાં ઢાંકજે પરમ વિશ્વ પ્રકાશ એનો,
તારા સુધા પુનિત તેજથી પૃથ્વી આખી
રહેશે સદા ઝળઝળંત અને પવિત્ર. ૪

એ જ્યોતિનાં કિરણ કોટિ ફરી ફરીને
ખૂણેખૂણો જગતનો અજવાળી દેશે:
ઊંચે અશબ્દ શશિ — ઉડુગણો અનંત
એ તેજ કાજ કરશે ભ્રમણો ભૂમિનાં. ૮

મારાં દ્યુતિવિહીન ચક્ષુની હે સુનેત્રી !
તારાં જ નેત્રથી હું આ નીરખીશ વિશ્વ:
સૌન્દર્ય શુદ્ધ પ્રતિભાભર માનવીનું
હું નેત્રથી હૃદયદેશ વિશે ઉતારું. ૧૨

રે, ઓ મનોભુવનની મૃદુ તેજક્યારી !
આંખો સમીપ રહેજે નિશદિન મારી ! ૧૪

૧-૬-૪૭




પુષ્પોની પાંખડી તને ધરીને,
કાંટાના દર્દ સૌ સહી હું લઉં:

પૂનમનો પ્રકાશ તારો કરીને,
અમાસના અંધારે રહી હું લઉં: ૪

સ્મિતોથી જીવન તારું ભરીને,
આંસુના સાગરે વહી હું લઉં:

આવ તું એક જ પળ ફરીને,
ફરી કદિ નામ નહીં હું લઉં! ૮

૨–૭–૪૭

●

## કાં?

હું ચંદ્ર તું ધરીની કોર પર ફરનારો
ને તું ધરિત્રી કો' રવિનું ચક્ર લેનારી!
હું ઝંખુ તનેઃ નિશદિન તારી પર જીવનારો
ને તું મરે કાં, મને છોડી પર ઝંખનાએ?

૧૪–૮–૪૭

## કલ્પના !

અધરાતનું ઓઢણુ અર્ધ દેખી,
મધરાતનું પોઢણુ અર્ધ પેખી;
તંદ્રા તણા શાન્ત તપોવનેથી
પધારતી મેં નીરખી હતી તને. ૪

જંપ્યું હતું સ્વપ્ન જરાક પાંપણે,
ને કોડિયે સ્થિર કરી'તી વાટ:
અનિલની નાનકડી સવારીએ
હીંચોળી'તી મારી વિચાર–ખાટ. ૮

ત્યારે તું આવી—
અશબ્દ તારાંકિત વ્યોમ મધ્યે
બેઠો હતો ચન્દ્ર પ્રકાશ જૂથમાં
લગાવીને આસન, યોગી જેવો.
એમાં જરા દૃષ્ટિ ભરી ત્વરાથી
તું તુર્ત આવી. ૧૪

૩–૯–૪૬

## કદિ કદિ !

ઉદ્યાને આવીને વાયુ ડોલાવે ના કુસુમને,
કિનારે આવીને અબ્ધિ ના પૃથ્વીને કદિ મળે,
વસંત ઊડતો દેખી કોકિલ શૂન્ય થૈ રહે,
વર્ષાએ મોર ના નાચે–એવું તે શું કદિ બને ?
હા, એવુંયે બને કો’ક દિ !                    ૫

૧૦–૬–૪૬



## અભાગી

રાત્રિનાં અંધારાં ફોડી,
તુષારની દીવાલો તોડી,
ભાગ્ય કહાં ?–કે બની રહું હું
— પહેલું કિરણ સૂર્ય તણું !          ૪

૧–૧–૪૭

## પ્રિય કવિતાને–

પરને તું નકામી હો, મારે મન મજાની છો,
તને કો’ વિષ માને, મારે જિંદગાની છો!

સમજે શું તને, આ જગનાં બેકદર લોકો?
તું તો જન્નતની કો’ હુરી દીવાની છો! ૪

તને આબાદ કરવા સદા બરબાદ થયો હું,
કહે પાયમાલી કો’: મારે તો કમાણી છો!

કાલની કોને તમા, બની બેપરવા કહું છું હું
તું જુવાનીનું જીવન ને જીવનની જુવાની છો! ૮

કોણ કળી શકે તને, કળનાર અકળાય રહે,
તું તોફાનમાં શાન્તિ ને શાન્તિમાં તોફાની છો!

તું છો એ છો નહિ, ને નહિ છો એ છો ખરી,
સૂના જીવનની તું એક સોનેરી નિશાની છો! ૧૨

તું દીવાનાનું ડહાપણ અને ડહાપણની દીવાની છો,
તું મારી કહાનીનું જીવન, ને જીવનની કહાની છો! ૧૪

૧–૧–૪૮



## સંવેદના!

રચવા ગીતો શાને કાજે,
જો કોઈ નહિ ગાનારું?
સારું આંસુઓ કોને કાજે,
જો કોઈ નહિ લ્હોનારું? ૪

શબ્દો કેરા શીદ સાથિયા,
પૂરવા શારદ–ચોકે?
ભાવ–ના–રંગ ઉડાડીને કાં,
ભરવું હૈયું શોકે? ૮

મનમંદિરે જ્યાં ખાલી પડયું,
નહિ કોઈ મૂર્તિ એ સ્થાને;
વન વન ભટકી ફૂલડાં ચૂંટી,
બનું પૂજારી શાને? ૧૨

પ્રીતનગરની દુનિયા જૂઠી,
જૂઠી દુનિયાદારી;
કૂડ, કપટ ને માયાઘેલા,
જૂઠા સૌ સંસારી! ૧૬

૯–૨–૪૭

## નૂતન આશા.

નિશા નિરાશા કેરી ભાગે,
યુગયુગની સૌ આળસ ત્યાગે,
ચેતન રેડે સ્નેહ સોહાગે,
અમૃતની પગલી! ૪

અમાસનાં અંધારાં તોડી,
કૃષ્ણ કાલિમાને તરછોડી,
ઉર ગગનમાં ઊગી ભોળી,
પ્રેમલ બીજલડી! ૮

પ્રભા તેજનાં રશ્મિ પૂંજો,
જ્યોતિની અજવાળી કુંજો,
છો: પણ થાઉં તમિસ્ત્ર હું જો,
દેશે હડસેલી? ૧૨

ભોળું પંકજ આજ ખીલે છે,
ચંદા કેરા સ્મિત ઝીલે છે,
હરખ સમાતો કો' દિલે છે?
કોણ શકે ઠેલી? ૧૬

આજ વસું હું જીવન ચોકે,
શમણાં ઘેલી આંખ વિલોકે,
દીધા ઉમંગો છાના કો'કે:
કોણ હશે ઘેલી? ૨૦

૧૬–૭–૪૭

## શારદાને ઠપકો–

સૌ આવ્યાં ને તું ના આવી ?
સૌ શું આવ્યાં, જો તુ ના'વી ?      ૨

વિમલ દિલનાં આંગણિયામાં
આશાની પૂરી રંગોળી;
તોરણ બાંધ્યા હસતાં ફૂલનાં
તોય ન આવી ભોળી ?

પુષ્પ તણી મેં સેજ સજાવી,
સૌ આવ્યાં ને તું ના આવી ?      ૮

પળપળ તારી ઝંખના કરતાં
મન દીવડા ઝંખાતા;
તેલ ખૂટે ને વાટ ધ્રૂજે છે
એની આજ અશાતા.

નિષ્ઠુર બનીને
શે તરસાવી,
સૌ આવ્યાં ને
તું ના આવી ?



વાટડી દેખું, છે આંખ અધીરી,
શોધું છું હું અણુસારા;
છુપાવવા ઉરની અમુંઝણને
વહેતી અશ્રુધારા.

આંખ લૂછી ન ગઇ હરખાવી ?
સૌ આવ્યાં, ને તું ના આવી ? ૨૦

સાથી વિનાનું મંદિર મારું
અનાથ મારી જાત;
સાધના જગવી, એકલ બેઠો
હું શૂન્ય: તું છે વિરાટ !

મેં હારી તને નિત જીતાવી,
સૌ આવ્યાં, ને તું ના આવી ? ૨૬

ઉષ્મા વિહોણું અન્તર મારું
થીજેલ ટાઢું બોળ;
સૂનાં હૈયે કોઈ અજાણ્યુ ખૂણે
જાગતાં છાના કોડ.

મારી આશાઓને કાં અકળાવી ?
સૌ આવ્યાં, ને તું ના આવી ? ૩૨

૩–૩–૪૬

## મારે વગડે–

આવશો મા, કોઈ આવશો મા,
મારે વગડે ફૂલડાં વાવશો મા. ૨

ચોકખું ના રે આંગણ મારું,
જલતી ના દીપમાળ;
તુલસી ક્યારો સાવ સુકાયો,
કોણ લીએ સંભાળ?

તોય એના પ્રતિ દયા લાવશો મા,
મારે વગડે ફૂલડાં વાવશો મા. ૮

રંગ ભૂંસાયા રંગોળી કેરા,
તૂટી તોરણ–હાર;
ધૂપસળીની રાખ ઉડે,
ને રૂઠયાં સિતારે–તાર.

તૂટયા તારને કોઈ ઝંકારશો મા,
મારે વગડે ફૂલડાં વાવશો મા. ૧૪

આસન કેરા પાયા ડોલી રહ્યાં,
ને ભીંતેય ડોલંડોલ;
કાળ ધ્રૂજારે છપ્પર હાલે,
ફરી રહ્યો વંટોળ.

મારો વંટોળિયો વીંખાવશો મા,
મારે વગડે ફૂલડાં વાવશો મા. ૨૦

૧૧–૪–૪૮

## સાગર ને ચન્દા

ચેતનવીચી અન્તર પૂરે,
હરખે હૈયા 'નેહ નૂપુરે,
ભરતી ઉછળે એક જ સૂરે,

એ સાગર ખારા! ૪

શીત પ્રકાશે ઉર પ્રફુલ્લે,
હૈયુ ઝૂલે ગગન હિંડોળે
રોષે રિસાતાં કાં વ્યાકુળે?

ચન્દાદે' પ્યારા! ૮

૨૨-૧૨-૪૬



# એકાકી



ઊડતું એકલ વિશ્વપ્રવાસી,
કંપિત આંખે શોધવા સાથી,
ફરી રહ્યું' તું ભવ્ય અગાસી :
—સાથી ના મળશે.

થાક ચડયો'તો ઊડતી પાંખે,
આંસુ પાડયાં'તાં રડતી આંખે,
હૈયુ બિચારું ના વધુ સાંખેઃ
—એકાકી એ રડશે.

દૂર દૂર દેખાય કિનારો,
મળશે ત્યાં શું કોઈ સહારો,
કહેવા કોને ઉર-વિચારો
—શૂન્ય આ વેરાનમા? ૧૨

જળને દીઠું ખળખળ હસતું,
મરકે અનિલ, ફૂલ પમરતું,
શાંતિ ને સ્નેહ થકી ઉભરાતું:
—નૂતન જીવનમાં. ૧૬

વૃક્ષ હતું એક સરિતાકાંઠે,
ડાળનાં પર્ણ ડોલે ચળકાટે,
પંખી જોઈ રહ્યું આઘેરી વાટે.
—નેનને લંબાવી. ૨૦

શરદના શીત સ્નેહસમીરણ,
એકલ દિલનું કોમલ કિરણ,
જાગતું ઉરનું નવલ જીવન:
—હૈયામાં હુલાવી. ૨૪

ઝૂરતી પંખિણી એકલ ડાળે,
સાથી વિહોણી અંતર બાળે,
આવ્યું પંખી કો'ક સુકાળે:
—પ્રેમનું લેવા મોતી. ૨૮

પ્રકટી ઉરની છાની કહાની,
જાગી જીવનની છૂપી વાણી,
કોઈના દિલમાં કો'ક ખોવાણી:
—કોણ શકે ગોતી? ૩૨

પવનને જાણે પાંખ મળી છે,
સાગર ખોળે સરિતા જડી છે,
પંખિણી પંખીની સાથ ભળી છે.
—જીવન જ્યોતને કાજ. ૩૬



દુનિયાની માથે જઈ ફરવું,
દિલનાં કાંઠે જઈને તરવું,
બે પ્રેમી – ત્યાં કોને નોતરવું?
–એઉનો જુદો સમાજ! ૪૦

ગઈ કાલે જે અહીં તહીં આથડતું,
એકાકી જેમ હૈયે ફડફડતું:
આજે નવા આનન્દમાં ઉડતું
–પહેરી પ્રભુતાનો તાજ. ૪૪

* * *

સ્વપ્નાંમાં રમતું'તું નિશ્ચિંત પંખી,
નૂતન દામ્પત્ય જે રહ્યું ઝંખી:
આંખ ઉઘાડી ત્યાં જાગ્રતિ ડંખી,
–સોડ પડી હતી શૂન્ય. ૪૮

ગંભીર વૃક્ષ થયાં, ધરા કંપી,
વહેતી નદી ગઈ બે પળ જંપી,
થંભી ગયો વાયુ નિત્ય અજંપી:
—કેવી કરુણા અનન્ય! ૫૨

દિવસો, મહિના ને વર્ષોય વિત્યાં,
વાવડ સંગાથિના ન મળ્યા ત્યાં:
ઊડી રહ્યો ફરી એકાકી પ્રેમી,
—શોધવાને સુખચેન. ૫૬

આઘે મેરામણ ઘુઘવતો'તો,
આખો કિનારો વેરાન પડયો'તો:
થાકેલો પ્રેમી એકાંતને ખોળે
—સૂતો હતો ઓઢી રૈન. ૬૦

નહોતું સંગાથી કે ના સહવાસી,
નાવ નહોતું કે નહોતો ખલાસી,
એક હતો—રહ્યો એકાકી એ તો
—આજેય પ્રેમ પ્રવાસી. ૬૪

દૂર હતું એ દૂર જ બેઠું,
નાઠું, હજી દ્વારે પેઠું ન પેઠું,
રાહ જોઈ એના ફરી મિલનની:
—એ થયો નિત્ય ઉદાસી. ૬૮

એ જ સરિતાને, એ હતાં પાણી,
પર્ણોની મર્મર એ હતી વાણી,
માત્ર નહોતું જે અંતરમાં આવીને
—દૂર ગયું નાસી! ૭૨

૧૮–૭–૪૭

# મનીષા

ઇચ્છું ન હું કીર્તિ તણી ઉપાધિ
કુબેર સ્વામી ન થવાની વાંછા:
મોંઘું બલિદાન બની જગે જગે
પ્રસિદ્ધિનીયે જરીયે નથી તમા. ૪

ઉચ્ચાસને બેસવું માહરે નથી
ચક્રો બનીને નથી દૂર દોડવું:
મહાજનોની વચમાં વિરાજી
મોટા થવાનીય નથી તમન્ના. ૮

નથી હું સાધુ, નથી હું સનાતન
ના દુર્જનોનોય મને સમાગમ:
હું સજ્જનોનાં પગલાંની વાંસે
જોઇ રહું કૌતુકપૂર્ણ નિત્ય. ૧૨

હું દેવ છું—દેવ બની શકું તો
ને માનવી તો નિશદિન છું જ ને? ૧૪

૩-૩-૪૪



## મીઠી અમુંઝણ—

મને 'વિમુડી' વિણ કોઈ ના કહે
બે શબ્દ હુલામણું નામ લૈને:
જરાક જો કોઈ 'વિમુબહેના'
—સત્કાર ને પ્રેમના બિન્દુ જેવું—
એકાદ સંબોધન માનવાચક
કહે કોઇ તો ગણું ધન્ય હું જીવન. ૬

*　　*　　*

'અનુપમા બહેન' કાં 'મોટીબહેના'
વિના શું સંબોધન અન્ય ના કશું?
'અનુ' કહી કોઈક હેત—લાડથી
જરાક બોલાવી શકે મને તો
હું ભાગ્યશાળી ગણું દેહ મારો.
પરંતુ હું રંકનું કોણ માને? ૧૨

૩—૩—૪૩

## તોફાન !

આવ્યું તોફાન,
આજ આવ્યું તોફાનઃ
જીવન ડોલાવતું–
આવ્યું તોફાન !
આજ આવ્યું તોફાન ! ૫

તોફાની વીજના તીણા સંદેશમાં,
ભૂલેલો ભાન સાગર તોફાની વેશમાં,
ધરતીયે ડોલતી તોફાની દેશમાંઃ
ડોલે છે જીવનનું વહાણ,
રે, આજ આવ્યું તોફાન ! ૧૦

ઉખડયાં'તાં વેલઝાડ, ઉડયાં'તાં ફૂલપાન,
ઉલ્ટયાં'તાં જલરાણી કેરા ગભીર ગાન,
ધ્રુજ્યા'તા મેરૂ ને કંપ્યાં'તાં રાનઃ
સપાટ બની રહી છે ખાણ,
રે, આજ આવ્યું તોફાન ! ૧૫

સૂર્ય ચન્દ્ર ઢાંકી તારાને ખંખેરીઆ,
પ્રકાશ કેરા પૂંજને આજે વિખેરીઆ,
ક્રાંતિકારી અતિથિને કાલિમાએ તેડીઆ;

ઝૂલાવે આજે આસમાન,
રે, આજ આવ્યું તોફાન!

જીવનની પ્રશાન્ત ભોં પર આવ્યું તોફાન,
અન્તરની અશાન્ત ભોં પર આવ્યું તોફાન,
તોફાનની સૃષ્ટિ બની સૃષ્ટિ-તોફાન:

ભાન વિનાનું મહાભાન,
જગાવે એવું આવ્યું તોફાન!

આવ્યું તોફાન, આજ આવ્યું તોફાન:
કાળને પડકારતું એ કાળું તોફાન!

૩–૧–૪૭





## તારક જૂથ

ઊછળતા અર્ણવને આરે,
ઓરા આભ તણા ઓવારે:
ફૂલ ફૂલની ક્યારીમાં જો
તારક જૂથ ઢળે. ૪

વનખંડીનાં તરુ તરુ પર
કોકિલને ગીતભરપૂર અંતર:
વસંતની કોમલ ડાળી પર
ફૂલનું નૃત્ય ઢળે. ૮

અનિલ લહરીને આનંદે
ફૂલ ફૂલ કેરાં અનેક વૃંદે:
મયૂરની કલગીને છંદે
ઢેલડ નેત્ર ઢળે. ૧૨

૧૯૪૮

## ત્રણ દોર

મારી રાખડીમાં ત્રણ ત્રણ દોર,
સખી! ત્રણેની વાતડી અજોડ—
    કે રાખડીમાં ત્રણ ત્રણ દોર! 3

ત્રણ ત્રણ દોરની મારી રાખડી ગૂંથેલી,
ત્રણ હૈયાની એમાં વાતો વણેલી,
એનો ભેદ ન પામે ચકોર:
કે મારી રાખડીમાં ત્રણ ત્રણ દોર! ૭

પ્હેલો તે રંગ સખી કુમકુમ કેસરીઓ,
સમરાંગણમાં થૈને ઊભો મોવડીઓ,
શ્વેત તો શેફાલીનો છોડ.
કે મારી રાખડીમાં ત્રણ ત્રણ દોર! ૧૧

લીલો તે વનની વનરાઈ જેવો લાગતો,
આંખોમાં જાણે શીતલતાને આંજતો,
એ ત્રણના છે એક જ કોડ:
કે મારી રાખડીમાં ત્રણ ત્રણ દોર! ૧૫

૫–૮–૪૬

# જીવન પ્રવાસ

(જીવન પ્રવાસના મુશ્કેલી ને આવરણનો ખ્યાલ નાયક આપે છે)

હોડીને સાગર પાર જતાં
આવશે ચંડ તોફાન:
વાવાઝોડાનાં વંટોળ ચક્કરે,
ભૂલાશે દિશા ભાન! ૪

મેઘલી રાત ને તારા અદીઠા
ઊંચુ ઊંચુ આસમાન:
વીજ વછૂટે ને વાદળ તૂટે
તૂટે ધરાની કમાન! ૮

માઝા મેલી પેલો સાગર નાચે,
નાચે નાવ–સુકાન:
હું યે ચડી આજે અંક મરુતને
ગાઉં વિરાટનું ગાન! ૧૨

ઢીલા થાશો નહિ, પાછા ન જાશો,
દેખી આ વિશ્વ તોફાન:
હિંમત ખોશો ને ધીરજ ખોશો તો
રહેશે અધૂરું ગાન! ૧૬

(જીવન-સખી એને પ્રેમ અને પુરૂષાર્થભર્યો પ્રત્યુત્તર વાળે છે)

આવ વંટોળિયા, વીજળી આવો<br>
આવો વિશ્વ તોફાન:<br>
જીવન કેરો અંત આવશે<br>
પ્રેમની મુગ્ધ પિછાન! ૨૦

હૈયુ એક જ ગીતને ગુંજે<br>
તૂટશે ના એ ધ્યાન:<br>
લાખ ચોરાસીના ફેરા સુધી હું તો<br>
માગીશ એ વરદાન! ૨૪

જીવન કેરી હોડી છે હૈયુ,<br>
આશા તણું છે સુકાન:<br>
પ્રેમના મારે હાથહલેસા<br>
શાને ગુમાવું હું સાન! ૨૮

શ્રધ્ધાનું ભાથું, પૌરુષના શઢ,<br>
અતૂટ જીવનગાન:<br>
પ્રીતમ! તારી દીવાદાંડી<br>
હોડીનું રાખશે ધ્યાન! ૩૨

જીવનપંથ તું સાથ રહે,<br>
હું એકલ અણજાણ:<br>
હું જડમાં તું ચેતન છે<br>
તું છે મારો પ્રાણ! ૩૬

૧૨-૬-૪૬

## કાળ હથેલી

હૈયાડેલી માંડ વાસેલી,
આવી વીજ કો' ભાનભૂલેલી,
તૂટી મારી રંક–હવેલી:
—રાંકનું કોણ બેલી? ૪

ઝબકી આંખો અર્ધમીંચેલી,
હરણી જાણે ભય-કંપેલી,
દિગ્વિજયી આજ હારેલી:
—નચાવતી કાળહથેલી! ૮

૨૭–૧૨–૪૭



## છાની વાત

ઉર સરોવરે ગઈ'તી ફરવા,
સૂના કિનારે છાનું રડવા,
ધીરે બોલે પ્રેમનું પંકજ:
- અહીંઆ શું કરવા? ૪

જીવનાકાશે ચડીને જોયું,
મનના તારા પર મન મોહ્યું:
રડતી દેખી કહે ઉડુગણ
'આવી કયમ રડવા?' ૮

૨૩–૩–૪૯

## વિલાપ!

પ્રવાસી! તમે આવી તે પ્રીત કેમ કીધી?
જો એકલ મૂકી જાવું'તું,
ને ગીત અધૂરું ગાવું'તું,
જીવનસાથી! સંગાથી કેમ મને કીધી? ૪

પ્રેમ સંન્યાસી! કેવી તે રીત આવી લીધી?
રાતોની રાત વાતોમાં ગાળી,
વ્હાણું વાયું ત્યાં તો કેમ ગયા ચાલી?
ઉરવાસી! તમે આવી તે પ્રીત કેમ લીધી? ૮

નૈયા સુકાની! કેવી તે દિશ લીધી?
જાવું'તું આપણે જો જીવનઆરે,
શાને છોડી તમે નૈયા મઝધારે?
હૈયા સુકાની! આવી રીસ કેમ કીધી? ૧૨

૧૩–૯–૪૬



## જીવનસવારી

ચાલી આ અસવારી,
જીવનની ચાલી આ અસવારી! ૨

ગમ મને ના માર્ગની કૈં,
તોય હું વિશ્વપ્રવાસી;
એક વિશ્વાસે, પ્રેમના પંથે
જાઉં છોડીને ઉદાસી:

વણ અટકયો હું વણજારી,
જીવનની ચાલી આ અસવારી! ૮

ખાલી ઝોળી, ગોળી ખાલી,
નથી બિસ્તર બીછાનું;
ના આ જગમાં રંકનું કોઇ
છે કોઇ મુસાફરખાનું?
(ટંક બે ટંક રહેવા થાણું?)

પ્રભુ, દેજે આયુષ્યને યારી,
જીવનની ચાલી આ અસવારી! ૧૫

નશો ઉતર્યો, મઝા ઉડી,
જામ થયા છે ખાલી;
જીવનરસ ઢળી ગયો ને
ખાલી પ્રેમની પ્યાલી!



ગયા શું જીવન હારી?
જીવનની ચાલી આ અસવારી! ૨૧

પ્રેમની મને પ્રાણ પિપાસા,
જ્ઞાનની ભૂખ છે જાગી;
એકને લેતા એક ગુમાવું
કેવો હાય અભાગી?

ઝંખાય મારી મસ્ત ખુમારી,
જીવનની ચાલી આ અસવારી! ૨૭

જીવનપંથે એકલ જાવું,
હાથમાં તૂટેલ વીણા;
પ્રેમની જૂઠેલ, દિલનાં ફૂટેલ
ગાવાં ગીતડાં હિણાં:
આળાં હૈયાનો હું અવતારી,
જીવનની ચાલી આ અસવારી!



૨૩-૩-૪૬

## —હે, દરીદ્રતા !

વસંતોની વચ્ચે દલકુસુમનાં વર્ણન કરું,
મધુ પૂર્ણિમાએ શરદ સખી સાથે જઇ ભળું !
પરંતુ દારિદ્રય! ઋતુ સકલની ફેરકુદડી
મહીં હું આ તારું મુખ ગરીબ ઢાંકું કયમ કરી? ૪

૧૯૪૮

## સ્મૃતિ

નદીને કાંઠે કાંઠે,
બહેન તારા
ગીત મને સંભળાય........નદીને કાંઠે કાંઠે........ ૩

ઝાંઝરના ઝણકારા તારા,
મીઠા ટહુકારા તારા;
રેલાવે સંગીત ધારા........નદીને કાંઠે કાંઠે........ ૬

તારી વેણીમાંથી બહેન રૂપાળું
ફૂલડું ખરી જાય,
ખરેલ ફૂલને આસને મારું
આંસુડું સરી જાય...........નદીને કાંઠે કાંઠે........ ૧૦

એક નાનકડી કેડી,
આઘે તને જાય છે તેડી,
જોઇ રહે આંખડી મારી
પગલ્યાં થંભી જાય.... નદીને કાંઠે કાંઠે.... ૧૪

૧૨–૫–૪૬

## તું પડી !

સખી ! તું શે પડી ?
જ્યમ આભ મહીંથી પડે વીજળી,
ગિરિશૃંગથી સરિતા હેતી હડી:
એમ ફૂલકળી સમી, તું જ દડી;
કહે તોય સખી !
કયમ તું ના રડી ? ૬

એ ઘડી,
જગની આ કઠોર ભૂમી ઉપરે,
ધીરી ચાલે તું કોમળ પાય ધરે:
પેલા કઠોરને એની ઇર્ષા નડી,
—ને તું પડી ! ૧૧

અને વળી,
ધરા આનંદી તારાં આલિંગનથી,
પટ શ્યામલે ધારી નવી સુરખી:
એને ભલે તું મળી,
તું શું પામી અલી ?
વાત કહે એટલી ! ૧૭

રે અલિ !
નહોતી ભાન વિના ધરતી નમણી,
તારા વિરહે ઝૂરી એ હેરાન બની:
જ્યારે તું નીકળી,
તને વહાલથી એ વીંટળાઇ વળી,
—જબરી પ્રીતડી! ૨૩

૨૧–૬–૪૮

## કેવી આ જિંદગી? ૧



અર્થ, કામ, લોભ, મોહ,
મત્સર ને, દ્વેષ–દ્રોહ,
કોપ ને કૃપાના બંધ
સ્વાર્થ–તૃષ્ણા બેઉ અંધ:
જીવ હોય ત્યાં લગી–
કેવી આ જિન્દગી? ૭

આશા–અરમાન ભરી,
સોણા–સ્મશાન કરી:
શાપ કે વરદાન તરી,
ડોલે ગુમાને ચગી–
કેવી આ જિન્દગી? ૧૨

૩–૩–૪૭

## એક સવારે-



હૈયે ઊંચી આશ ધરીને,
સાગરકાંઠા પાસ ફરીને,
ઉરનું મીઠું હાસ ભરીને;
જીવનરસ દીધો! ૪

પિપાસિતની આશ કચરીને,
ચાતક આશ નિરાશ કરીને,
આંખે રીસ-તીખાશ ભરીને:
ના તે ના પીધો! ૮

૧૪-૧૨-૪૬



## નથી-

આશાના ગૂઢ આનંદો તૃપ્તિમાં ક્યાંથી સાંપડે?
મધુરું કલ્પના તત્ત્વ સત્યમાં શોધ્યું ના જડે.
સૌન્દર્ય સ્વપ્નસૃષ્ટિનાં સિદ્ધિને આંગણે નથી,
પ્રતીક્ષામાં કદિ પ્રાપ્તિ દૃષ્ટિના અંતની નથી.

૨૦-૩-૪૫

## સાગરની ખારાશ

સાગર તો સાસરવાસ છે
સહસ્ત્ર સરિતાઓનો સામટો:
સાસરાના સંતાપે સરેલા
આંસુનો બનેલો સાગર ખારો. ૪

હેત કરી બોલાવે પહેલા
સાગર રાણો મસ્ત બની:
પ્રિય ઝંખને એના રૂદન
જોયા નહિ જાય જરી. ૮

પત્ની બનીને આવતી નદી
સ્વજાતને સાસરે સમર્પે:
ભેટી, છૂટે સાગર – રાજ
નવ પ્રિયાને નિમંત્રણ અર્પે. ૧૨

નવા આજે જૂનાં થયા
નવા કાલે જૂનાં થશે:
નવું જૂનું થવા સર્જેલું
જૂનું નવું થૈ ને જ જાગેલું? ૧૬

૩–૯–૪૬

## દીવાસ્વપ્ન

આંખો ઘેરી થઇ હતી જરા જાગીને રાત આખી,
ને સ્વપ્નાંની સ્મૃતિ દિવસની ચાખતી'તી તુમાખીઃ
ઘેરાયેલાં નયન ફરી ત્યાં સ્વપ્નમાં જૈ સમાયાં,
દીવાસ્વપ્ન સમી બની ગઇ એ કથા જિન્દગીની! ૪

૧૯૪૮

## અંશ

જન્મ મરણના ફેરા ટાળી
બનું જગતનો અંશ;
હું તો બનું જગતનો અંશ. ૩

જીવનની વિષ છોડી મારે
અમી નિધનનું પીવું,
દલ કોમલતાને ત્યાગીને
કંટકમાં હું જીવું. ૭

ભલે ખમું વાણીના દંશ,
હું તો બનું જગતનો અંશ. ૯

માયાને માયા નથી સમજી
નહિ જીવનને દુઃખ,
પ્રાપ્ત સ્થિતિને મેં માણી છે;
ગણી સનાતન સુખ. ૧૩

વિમલતા કેરો વંશ,
હું તો બનું જગતનો અંશ. ૧૫

૪-૮-૪૮

## એક લગ્ન-પત્ર

**પ્રભુ**તામા પગલાં પાડતાં પ્રિય પ્રદીપ!

શું જગત પર પરણનાર ખૂટયાં?
કન્યા વધી પડી લેનાર ખૂટયાં?
સર્વ સાધના તણા ચમકાર ખૂટયાં?
કે નારી–જગત પરનાં ખાર ખૂટયાં? ૫

આદર્શ ગયા ઓસરી?
ભાવનાના ભડકાં થયા?
કલ્પનાઓ કરમાઇ ખરી?
સ્વપ્નાઓ શમી ગયા? ૯

ક્યાં સંતાય બેઠી સિધ્ધિ તણી રક્ષા?
ક્યાં ખોવાય ગઇ આદર્શવાદી કક્ષા?
(લાધ્યાં હશે નવજીવનના નકશા?
કે મૂળ ન કશા, બસ નશા!) ૧૩

શું થયું? કેમ થયું? શાને થયા તૈયાર
પરણવા તમે?– એ જગતને રેકાનાર!
રોકનાર તમે આજે આપ જ રોકાય ગયા,
આદર્શ, ભાવના ને તરંગો સૂકાય ગયા!
સૂર્ય તપી ઘડી-બેઘડી આખરે આથમે,
કહેશો તમે કોના નયને નયનો રમે? ૧૯

શું શિકારે નીકળ્યા'તા ત્યાં મળી શકુન્તલા?
કામણ કીધા જીગરનાં, ને જીવનને જડી કલા?
તપશ્ચર્યા ડગાવી 'મિત્ર'ની, કોણ જીતી મેનકા?
પ્રભા રેલાવવા હૃદયની કોણ ધન્ય ચંદ્રિકા? ૨૩

નાત જાત, માત તાત તારી શ્રીમતીના?
રૂપ ગુણ, જ્ઞાન સાન, છે કેટલી રતીના?
સ્વભાવ સારો ને કે છે અવળી મતિના?
પૂજાવે તેવી છે કે પૂજે ચરણ પતિના? ૨૭

ખેર! લગ્નને ખીણ ગણનાર તમે,
આખરે ખીણમા જ સરી પડયા:
પણ ખીણમાં ખાણ શોધો તો
રત્નોની સિદ્ધિ લાધશે જીવનમાં! ૩૧

મુખ પે હશે સ્મિત ઝરણું,
મૃદુ ને મીઠું કૈં નમણું,
ભૂલું પડ્યું તું હરણું:
—હવે શું? ૩૫

પ્રીત કરી તો પ્રેમે નીભાવજો,
બીજ રોપ્યું તો વૃક્ષ વિકસાવજો! ૩૭

* * *

ભવ્ય છે કલ્પના સહુ જીવનની
દિવ્ય છે અર્થના લગ્ન સંબંધની:
પ્રભુતાના પગલાંનો પંથ છે પ્રેમ ને પાવિત્ર્ય પૂર્ણ
સહકાર ને સંપ વિના, સહચાર ને સ્નેહ છે અપૂર્ણ! ૪૧

સંતોષ ને શાંતિ, જીવન વિશ્વાસના,
સહનશીલતા, સમજણ ને વિકાસના,
સ્વાર્થ ત્યાગ ને સમર્પણની આશના
—ફળો સઘળાં મનોરથો.
સંસિદ્ધિને કાજે બળ સાંપડો! ૪૬

શાંતિ મળો, આશા ફળો, વિઘ્ન ટળો:
પ્રેમની સુવાસ,
કાર્યનો પ્રકાશ,
જીવન – પ્રવાસ:
સદાય સ્નેહની સિદ્ધિ
ને શુદ્ધીથી ઝળહળો! ૫૨

ફૂલ જેવા ફોરજો સદા,
સુખનો સમય હો કે આપદા.

એ તારી વા'લી,
તું એનો વાલી:
વા'લી તમે ઉભયનાં
વા'લા તમે હૃદયનાં! ૫૮

સ્ત્રી અને પુરુષ-
સર્જનહારની બે કૃતિ:
અપૂર્ણ તે આકૃતિ એકલી
પૂર્ણ બને કુસુમ ને કળી! ૬૨

સાથ આપજો ઉભય
પરસ્પરની પ્રવૃત્તિમા,
પૂરા પ્રેમ અને અંતરના
ઉલ્લાસથી વૃત્તિમાં. ૬૬



હિંમત, સાહસ, વજ્રહૃદય ને મહત્વાકાંક્ષા,
ક્રૂર તોય કામની નરની અભિલાષા:
સૌમ્ય, શાન્ત, સ્નેહની રમ્ય-મૂર્તિ,
મૃદુ મીણ સમી નારી નરની પૂર્તિ! ૭૦

સત્કર્મે સઘળાં સર્જનહાર સહાય કરે,
સત્કૃત્ય સઘળાં તમારા સફળતાને વરે. ૭૨

સુખ, સંતોષ, શાંતિથી જીવનમાં પરિમલ પ્રસરે,
આત્મત્યાગ ને સમર્પણ થકી ફોરમ ફરફરે! ૭૪

'સ્વ' કરતાં જીવનમાં 'પર' માટે કરવાનું વધુ છે,
જગતનાં કર્મને પૂરવા જીવન ઘણું લઘુ છે:
અલ્પ આયુ! વપરાય જો ઉપયોગી ને અર્થપૂર્ણ.
ધન્ય જીવન - માનવરૂપનું પાર ઋણ! ૭૮

૨૧-૧૧-૪૫



## કોનો દોષ ?

છંદોબદ્ધ બની ગીત શબ્દની વ્યાકુલ થૈ કલ્પના
ચારે કોર ભમી ભમી નયનને લાધ્યું નવું દર્શન:
તોય કાવ્ય તણું નવું ચરણ કાં જોડી શકાયું જ ના ?
"પત્ર નૈવ યદા કરીર વિટપે, દોષો વસંતસ્ય કિમ ?"   ૪

૧૯૪૮



## કોણ?

રે, મને કોણ બોલાવે,
કોણ બોલાવે,
સાદ દઈ મને કોણ બોલાવે? ૩

દૂર દૂર પે'લે ડુંગરની ધારેથી,
કે આભલાને આરેથી,
સાગર કેરે કિનારેથી,
મને કોણ બોલાવે?—રે, મને કોણ.......૭

શાન્ત વહી જતી'તી મારી હોડી,
ત્યાં સ્થિરતા તોડી,
શાન્તિ ફંફોળી,
નાવડી કોણ ડોલાવે?—રે, મને કોણ....૧૧

બિડાયેલાં મારાં પોયણાં ખોલી,
ઊંઘ ઢંઢોળી,
નિંદર ડહોળી,
કોણ લોભાવે?—રે, મને કોણ....૧૫

૧૪-૬-૪૬

## દીવા–નો!

તું ડાહી, જગત ડાહ્યું: હુ જ એક દીવાનો છુ
તમે સ્થિર ધરતીના ને હું મસ્ત હવાનો છું:
તમે દાઝો તો ફૂંકી પ્રેમને નાખો — ને
હું બેસમજ દીવે જલતો પરવાનો છું! ૪

૧૧–૪–૪૮





## જો!

હૈયુ મારું,
હકૂમત ચાલે અવરની?
૫–૧–૪૭

## કવિને !



મેલી મનોમંજરીઓ મહોરતી
ચૂસાયલી ગોટલી શીદ ચૂથે ? ૨

ભૂલી મહાકાલની આજની ઘડી
ભાંગેલી તારી ઘડી કેમ ગુંજતો ? ૪

પહેલાં ગૂંથી વ્યોમની કાવ્યમાલા
પછી પીડા 'પૃથ્વી' તણી શરુ કરી:
આવા ઉધામાથી ન છંદ સુધર્યો
કે ના કવિતા બની નૃત્યરાણી. ૮

તજી ગીતો પ્રકૃતિનાં કવિવરો !
શરૂ કરો ગીત તમામ લોકનાં. ૧૦

૩૧–૧૨–૪૮

## ચાતકના નોતરા

ઓરે એ તો ચાતકના નોતરા, વર્ષા આગોતરા,
સુણીને જરા જરાઃ
આવિયો એ મેઘ મલારિયો, ગગનનો વાલિયો,
ડોલન્તો પધારિયો.

ધરતી રસ ભીની બની,
બની ઠની નાચંતી નમણી.

પૂકારે જૈં પ્રાણુ બપૈયો, ને સઘળી આતમ રહ્યો,
સુણાવે તૈં કાળ ગવૈયોઃ
જીવનના ઘેરા સાદને, પ્રિયની ઘેલી યાદને,
આતમની ફરિયાદને.

હોંશે ઝીલતો મોટેરા મનથી,
ને વરસે ઊંચેરા ગગનથી.

નભનો તું મેઘલો સાજન, તાંડવનાં કરે નિત નર્તન,
ઝબકી ઉઠે તારક ગણઃ
ઝીલતો જાતો વીજસલામો, તોફાની તારા રૂડલાં કામો,
થાકમા તારા હોય આરામો.

તારી ખરે છે અજબ કથા,
સાથમાં વસે વિનોદ–વ્યથા.

સ્વર્ગ ગંગાના નિર્મલ નીર, વિધુ-લક્ષ્મીના તેજ અધીર
ડોલતા આવે સુવાસી સમીરઃ
નંદનવનનાં ફૂલ અમૂલા, ઉષા સંધ્યાના રંગ-ઘડુલા,
મેઘધનુએ ઝુલતા ઝુલા.

વસીને આવી ઊંચેરી ગોખે,
વરસવું તારે વસુની કુંખે.

૧૭-૯-૪૮



## એક કડી

જીવનપંથે વીર સમરે તેં
હેડકી બનીને આવું:
હૈયાના જલની અલભ્ય ઔષધી
પાઈને દર્દ મટાવું.

દર્દના મારે દુખડા દેવા
દુઃખને અંતે આપવી દવા,
પ્રેમની કેવી અજબ કથા,
પ્રેમમા શાતા ને એમા જ વ્યથા?

૨૩-૧૧-૪૬

# સંસાર કથા

લોભની દંભી સ્વાર્થ પિપાસા, રાંકના ખાવા દિલપતાસા,
જુદી જીવને જીભની ભાષા:
ઈર્ષાની આગના પ્રપંચઘેલા, કામનાં કાળા—મનનાં મેલા,
માનવી આવા અહીં વસેલા:

સંસારની આ કાળદેરીએ,
જીવનની અસત શેરીએ.

ધન, સત્તા ને રૂપની માળા, મનનાં કાળા હાર રૂપાળા,
ચાવી વિનાના રંગીન તાળાં:
માન લેવા માનવી વેચાતાં, કાગળના સુંઘે ફૂલડાં રાતા,
માણસાઇના લીલામ થાતાં—

દેખાતા આ સંસારઘાટે,
જીવનની આ મંગલવાટે.

સત્તાના વિષમ વિષની જ્વાલા, મરણ કરતાં જીવન કાળા,
મારીને જીવવાના ઝેરી બખાળા:
સર્જક આજે: એક અવાજે — કાળગતિનાં કુકર્મની,
જખ્મી લાજે ...

રડતો હશે અજાણ ખૂણે
(લઇ) રંગેલો રૂમાલ માનવ ખૂને.

હૈયા ખાલી ને મગજ ભારે, જલતાં જગને કોણ રે ઠારે?
સાર વિનાના આ સંસારે:
રોશની ઝાઝી, દર્શન થોડાં: બોલના મીઠાં, દિલનાં મોળા,
માનવીના ટોળં ટોળાં.

શમાવવા જગની અધમ આંધી,
જાગશે ક્યારે નૂતન ગાંધી?

૨૭–૯–૪૮



## ગુરૂદેવને—

'પુણ્ય નિર્મળી રસિકતા'નો,
'સત્ય, શિવ ને સુન્દરતા'નો,
તું જ ખજાનો હતો, કવિવર!
પૂરણ બારે માસ.

૭–૮–૪૮



## બાપુને—

વ્યક્તિમાંથી વિરાટ બનીને,
આઝાદીની વાટ બનીને,
પ્રકાશ દીધો નવભારતને
તેં ખાક બનીને!

૩૦–૧–૪૮

## જીવન સ્વપ્ન

નિર્મલ હોઠોનું સ્મિત બનું જો,
પ્રેમલ હૈયાનું ગીત બનું જો,
જીવનની અજય જીત બનું જો:

દીન–કંગાળના બનું આનન્દો,
માનવજાતનો જીવનબંદો,
શમાવું દિલનાં ઘેરા આક્રંદો:

ધન્ય બને આ માનવજીવન,
વનને બનાવું નન્દનવન!

ભાવનાની મારી ભોળી રે ગલી,
એમાં આદર્શની નાનેરી પગલી,
હમરાહીથી હળી ને મળી,

જાતો હું ભવ – પ્રવાસે,
અજાણુ આશે, એક જ શ્વાસે,
સ્મિત ને તારા સ્નેહની વાંસે:

ધરજો સૌ પંથે પ્રેમલપ્રકાશ,
જીવન સાધનાની નૂતનઆશ!

ઉરની મળી પ્રેમ-કવિતા,
સ્નેહની જડી જીવનગીતા,
પ્રેમલ ચંદા, ને સ્નેહલ સવિતા,
ઉજાળે મારા દિન-રજનિ,
પ્રકાશે મારે ઉર-અવનિ,
જીવનની એક જ લગની:
પ્રેમ-પરબને નૂતન તીર.
પાવા ને પીવા નિર્મલ નીર

૨૭-૯-૪૮



## જીવન ગીત

એક આંખ હસતી, બીજી રોતી,
એક મેળવતી, બીજી ખોતી,
ગાતી જીવન ગીત:
હસતી રોતી!

૧૬-૨-૪૭



## જીવન પ્રશ્ન

તું આવે તેં,
રડતો તું ને લોક હસે છે:
જાવા ટાણે કાં
લોક રડે તો તું હસે ના?
૨-૧૦-૪૬

## ભરી દેજે!

અશ્રુ ભરેલી આંખમાં તું હસન ભરી દેજે,
સૂના આકાશમાં છેવટ તું પવન ભરી દેજે:
જીવનમાં ના જો ચેતન ભરી દીધુ — તો
મરણ ટાણે મારું કફન ભરી દેજે!
૧૩-૬-૪૮



## કાળ ચરખો

આ ચરખો ફરી કાળનો રહ્યો,
સૃષ્ટિનું ચક્ર ફરતાં
જીવનત્રાક વિહરી રહે
પસારતી સિદ્ધિ સૂતર સ્વરૂપમાં!
૧૪-૧૦-૪૭



## આશીર્વાદ!

રચવા ભાવી અને'રા,
સર્જવા અવનવા ડેરા:
કિંતુ ના ભૂલવું 'ભૂત'ને
જીવનના સ્મરણ અદ્દભુતને!
૧૬-૨-૪૭

## ફુલનાં ડામ–

જખ્મના ઘા જૈ વહાલા કરે, ફરિયાદ કોને કરું ?
સ્નેહીના સામુ જુએ, તો પછી યાદ કોને કરું ?
સૌની સમ તુંયે ભલા ! મારી તમા રાખે નહિ,
તો પછી આ એકદર સંસારમાં હું બાદ કોને કરું ?



## ચાહકને–

ચહાને તું આટલી બધી શાને ચાહે ?
કે તું ચાહે એ ચહાને ચાહે ?
'એ'ને ચાહવા તું ચહાને ચાહે ?
કે તું ન ચાહે, તોય ચહા તને ચાહે ?



## નટવરનાં

તમે ભાભી 'રાધા' સમા,
ને હું 'સુભદ્રા' બનું:
કવિતાને બનાવીએ 'મીરાં'
લાડકાં નટવરના સૌ !



વિધિ તો સૌને રડાવે છે,
અમે હસતાં હસતાં રોવાનાં!

## મંગલત્રયી

સૂર્ય સમા પ્રતાપી તમે ભવ્ય પિતા ભલા!
આકરી ઝીલવી તમ જીવનની ઉષ્ણચેતના:
ને હૈયે તો 'મૃદૂનિ કુસુમાદપિ' તમે રહ્યાં,
જાતે તપી, જીવનને દીધાં દર્શનો કૈંક ઉજળાં.

મોંઘી માડી! તુજ જીવનનાં આંસુડાં ખેરવીને,
અમી સીંચી ઉરજતનથી ઉછેરી આ વેલડીને:
ઝબકતી રહી તું, ચાંદશી મુજ વાટને અજવાળતી,
ને હું ઘેલો, કવિત વિણ ના કૈં ધરી શક્યો.

ને તું બ્હેની! શીલતારક સમી રસભરી,
ચમકી રહી તું પ્રતીચીએ ઉરગગનમાં—
ને પ્રભાતે તો જાશે, અમ દેશ છોડી પ્રવાસે,
શરુની સ્મૃતિએ જીવનને મહેકતું રાખીશ.

તમે સૌ છો મુજ જીવનનભના તેજ પુંજો,
એ તેજે જીવનકાલિમામા યોગક્ષેમે વિહારું!

# ગીતવર્ષા

ઉરગગનની નિર્મલ વાદળી
રેલાવે ગીતની વર્ષા:
શીલમંજુલ એ ગીતના સૂરે
જાગતી નૂતન આશા.



સુણીને નૂતન ગીતની કડી
રાચતી એની થોડીક ઘડી:
ભૂલાવવા જગના જીવનદુખડાં
ગાવાં મારે જીવનગીતડાં!





# આવકાર



ભાઈ પંકજની કૃતિઓનું આ પહેલું પ્રકાશન છે. આ ગીતોમાં ઊર્મિ છે, ભાવ છે, ગુજરાતમાં પ્રચલિત કાવ્ય-ભાષાનો પરિચય છે. ઉછરતા કવિ હૃદયની નિરાશાઓ ને ઉત્કંઠા પણ દેખા દે છે.

આ પ્રથમ પ્રયત્નને હું આવકારું છું. વધારે અભ્યાસ, વધારે સંયમ, અને વધારે સૌન્દર્યદૃષ્ટિ કેળવ્યે ભાઈ પંકજ ગુજરાતી સાહિત્યની સારી સેવા કરવાની આશા આપે છે.



# —આતિથ્ય—





ભાઈ પંકજે મારી પાસે શુભેચ્છાના બે શબ્દો માગ્યા. અલબત નવી પેઢીને મારી હમેશાં શુભેચ્છા છે, અને કોઈ માગે નહિ, અને હું શબ્દમાં ઉચ્ચરું નહિ, છતાં તે છે જ. તેમણે પણ ન માગી હોત તો ચાલત, છતાં માગી તો એને શબ્દદેહ આપવામાં વાંધો પણ નથી. હું ઈચ્છું છું કે એમનાં સ્વપ્નો સાથે ગુર્જર ભારતીનાં સ્વપ્નો સિધ્ધ થાય.

—શ્રી. રામનારાયણ વિ. પાઠક

  

શ્રી પંકજ જોડે થોડોક ભાવનાસંપર્ક છે એ આધારે 'ગીતવર્ષા'ને શુભેચ્છા અર્પું છું. અને તે પણ 'ગીતવર્ષા' જોવા મળ્યા વગર જ. પણ આશા છે કે શ્રી પંકજની ભાવનાનો પમરાટ એમાં હશે.

—શ્રી. ઉમાશંકર જોષી

  

'ગીતવર્ષા'ના કાવ્યો મેં વાંચ્યાં નથી: પણ શ્રી પંકજનો મને જે પરિચય છે તેના પરથી ધારું છું કે તેના પ્રાણ અને પમરાટ તેમાં ઊતર્યા વિના નહિ રહ્યા હોય.

—શ્રી મનસુખલાલ ઝવેરી

  

'હે અલ્પ આયુ! અપૂર્વ ગીત થૈ,
સંસારને ગુંજનથી ભરી જા!



—શ્રી. ઇન્દુલાલ ગાંધી